શ્રી.

# मुंबाइ इलाकानी भूगोळनुं सा-
# मान्य ज्ञान.



રચનાર.

માસ્તર. છગનલાલ લલ્લુભાઇ શાહ.

હિંદુસ્થાનની ભૂગોળ અને દેશીનામાનો કર્તા.

શેઠશેરી--વડોદરા.

અમદાવાદ.

આર્યોદય પ્રેસે માલિકને માટે છાપી.



સન. ૧૮૮૮.—સંવત્ ૧૯૪૪.

કિંમત એક આનો.

(શ્રી.)

શ્રીમંત નામદાર ઠાકોર સાહેબ.

સર વાઘજી બહાદુર.

કે. સી. એસ. આઇ.

સંસ્થાન. મોરબી.

આપ નામદારની સ્વદેશ ભક્તિ, પરદેશ પરિક્રમણની હિંમત, વેપાર વૃદ્ધિની ઈચ્છા, અને બાળ કેળવણી વધારવાની હોંશ, તથા પ્રીતિ જોઇ બાળ કેળવણીની સરળતા માટે રચેલા આ "મુંબાઈ ઇલાકાની ભૂગોળના સામાન્ય જ્ઞાન"ના નાનકડા પુસ્તક સાથે આપ નામદારનું મુબારક નામ જોડવામાં આવે છે તે સ્વિકારશો. તા. ૧-૧-૮૮

લી. આભારી.

છગનલાલ લલુભાઇ શાહ.

દેશીનામાવાળા—વડોદરા.



# પ્રસ્તાવના.

---

મી. મેહેતાની સાથે મળી પ્રગટ કરેલી મુંબાઇ ઇલાકાની સંક્ષેપ ભૂગોળ અમારા શિક્ષક મિત્રોને પસંદ પડવાથી ઘણી ટુંકી મુદતમાં ખપી ગઈ હતી. ખપ ઘણો અને નકલો થોડી હોવાથી ઘણા ખરાની માગણીઓ અમે સ્વિકારી શક્યા ન હોતા. લોકોની નિરંતર માગણીઓ ચાલુ રહેવાથી શિક્ષણ ક્રમને અનુસરી નવેસરથી આ નાનકડી સામાન્ય ભૂગોળ બનાવવામાં આવી છે તે શિક્ષણ ક્રમને અનુકૂળ આવશે એમ આશા છે. તા. ૧-૧-૮૮ વડોદરા શેઠશેરી.

**છગનલાલ લલુભાઇ શાહ.**

ગુજરાતી એક શિક્ષક.

૩૩૪૨

# મુંબાઇ ઈલાકાની ભૂગોળનું સામાન્ય જ્ઞાન.

## ભાગ ૧ લો.

### પૃથ્વી સંબંધી સમજણ.

પૃથ્વીનો આકાર ગોળ છે. તે ગોળાની સપાટીના જે બે સરખા ભાગ પાડયા છે તે દરેકને ગોળાર્ધ ( અર્ધો ગોળ ) કહે છે. પૂર્વ તરફનાને પૂર્વ ગોળાર્ધ, ને પશ્ચિમ તરફનાને પશ્ચિમ ગોળાર્ધ. પૂર્વ ગોળાર્ધમાં એશિયા, યુરોપ, આફ્રિકા ને આસ્ટ્રેલિયા ખંડ છે. પશ્ચિમ ગોળાર્દ્ધમાં એકલો અમેરિકા ખંડ છે. એની શોધ પંદરમા સૈકામાં કોલંબસને લાગી માટે એને નવી દુનિયાં કહે છે, ને ઉપલા ચાર ખંડોને જૂની દુનિયાં કહે છે. એશિયાખંડમાં હિંદુસ્થાન દેશ. છે તેમાં આપણો મુંબાઇ ઈલાકો આવેલો છે.

### દિશાઓ ૪ છે.

જે દિશામાં સૂર્ય ઉગે છે તેને ઉગમણી કે પૂર્વદિશા કહે છે.

જે દિશામાં સૂર્ય આથમે છે તેને આથમણી કે પશ્ચિમ દિશા કહે છે.

પૂર્વ તરફ મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફ ઉત્તરદિશા, અને જમણા હાથ તરફ દક્ષિણદિશા આવે.

### ખૂણા ૪ છે.

ઉત્તર અને પૂર્વ વચ્ચે ઇશાનખૂણો; પૂર્વ અને દક્ષિણ વચ્ચે અગ્નિખૂણો; દક્ષિણ અને પશ્ચિમ વચ્ચે નૈરૃત્યખૂણો; અને પશ્ચિમ અને ઉત્તર વચ્ચે વાવ્યખૂણો આવ્યો છે.

**વિશેષ.**—ચાર દિશા, ચાર ખૂણા, ને આકાશ તથા પાતાળ મળીને દશ દિશા કહેવાય છે. નકશાને મથાળે (ઉપર)ની ઉત્તરદિશા, નીચે દક્ષિણદિશા, ડાબી તરફ પશ્ચિમદિશા, અને જમણી તરફ પૂર્વદિશા આવે છે.

### જમીનના ભાગની વ્યાખ્યાઓ.

૧. જમીનના જે મોટા પાંચ ભાગ ઠરાવ્યા છે તે દરેક ભાગને

ખંડ કહે છે, ઘણા દેશ મળીને ખંડ થાય છે.

૨. જેમાં ઘણા ઇલાકા આવેલા હોય તેને **દેશ** કહે છે.

૩. જેમાં ઘણા પ્રાંત આવેલા હોય તેને **ઇલાકો** કહે છે.

૪. જેમાં ઘણા જીલ્લા, એજન્સિ, અને સંસ્થાન આવ્યાં હોય તેને **પ્રાંત** કહે છે.

૫. જેમાં અંગ્રેજ સરકારના ખાલસા તાલુકા આવેલા હોય તેને **જીલ્લો** કહે છે.

૬. જેમાં દેશી રાજ્યના ઘણાં સંસ્થાન આવેલાં હોય તેને **એજન્સિ** કહે છે.

૭. જેમાં ફક્ત એકજ દેશી રાજાનું રાજ્ય છે તેને **સંસ્થાન** કહે છે.

૮. જેમાં ઘણાં ગામ આવેલાં હોય તેને **તાલુકો**, **પરગણું**, કે **મહાલ** કહે છે.

૯. જેમાં થોડાં ઘર ને થોડાં ફળિયાં હોય તેને **ગામ** કે **કસબો** કહે છે.

૧૦. જેમાં છેક થોડાં છાપરાંવાળાં ઘર હોય તેને **મુવાડું** કે **ગામડું** કહે છે.

૧૧. જ્યાં ઘણાં મોટાં છોબંધ અને હારબંધ ઘર હોય, મોટી મોટી પોળો હોય, અને સારાં સારાં બજાર હોય તેને **શહેર** કહે છે.

૧૨. જે ગામ દરિયા અથવા નદી કિનારે આવ્યું હોય અને ત્યાં જો માલની ચઢ ઉતર થતી હોય તો તેને **બંદર** કહે છે.

૧૩. જે જમીનની ચારે બાજુએ પાણી ફરીવળ્યું હોય તેને **બેટ** કહે છે.

૧૪. જે જમીનની ત્રણ બાજુએ પાણી ફરીવળ્યું હોય તેને **દ્વીપકલ્પ** કહે છે.

૧૫. જે જમીનનો સાંકડો ભાગ પાણીના બે મોટા ભાગને સાંધતો હોય તેને **સંયોગીભુમિ** કહે છે.

૧૬. જમીનનો જે ભાગ થોડો ઊંચો હોય તેને **ટેકરો**, વધારે ઊંચો હોય તેને **ડુંગર**, અને ઘણાજ વધારે ઊંચા તથા લાંબા ભાગને **પર્વત** કહે છે.

૧૭. જે ડુંગર કે પર્વતો તળીએથી જોડાયલા હોય તેને **ડુંગર** **કે પર્વતની** હાર કહે છે.

૧૮. જે જમીનની અણી લાંબી થઈને સમુદ્રમાં ગઇ હોય તેને **ભૂશિર** કહે છે.

૧૯. પહાડો ઉપર આવેલા પ્રદેશને **ઉંચ** પ્રદેશ, પહાડોની વચ્ચે નીચાણમાં આવેલાને **ખીણ** પ્રદેશ, અને પહાડોની તળેટીમાં આવેલાને **તળેટીનો** પ્રદેશ કહે છે.

૨૦. સપાટ જમીનના વિસ્તરેલા ભાગને **મેદાન** કે **પ્રદેશ** કહેછે.

૨૧. જે જમીનનો ભાગ ઘણો રેતાળ અને ઝાડ પાલા વગરનો હોય તેને **રણ** કહે છે.

૨૨. બે નદીઓની વચ્ચે આવેલા મુલકને **દોઆબ** કહે છે.

## પાણીના ભાગની વ્યાખ્યાઓ.

૧. પૃથ્વી ઉપર ખારા પાણીના જે પાંચ મોટા ભાગ કર્યા છે તે દરેકને **મહાસાગર** કહે છે.

૨. જે પાણીનો ભાગ મહાસાગરથી બહુ નાનો છે તેને **સમુદ્ર** કહે છે.

૩. સમુદ્રનો જે ફાંટો જમીન ઉપર આવેલો છે તેને **અખાત** કહે છે.

૪. જે અખાતનું મોં પોહોળુ હોય તેને **ઉપસાગર** કહે છે.

૫. પાણીનો જે નાનો ભાગ પાણીના બે મોટા ભાગને સાંધે છે તેને **સામુદ્રધુની** કહે છે.

૬. જમીનથી વિંટાયલા પાણીના મોટા ભાગને **સરોવર** કહેછે અને નાના ભાગને **તળાવ** કહે છે.

૭. જે મીઠા પાણીનો પ્રવાહ ડુંગર કે પર્વતમાંથી નીકળી ઢળતી જગામાં થઈને જાય છે તેને **નદી** કહે છે. જે નદી સમુદ્રને મળતી નથી તેને **કુંવારિકા** કહે છે. જે જગાએથી નદી નીકળે છે તેને નદીનું **મૂળ** કહે છે ને જ્યાં તે મળે છે તેને નદીનું **મૂખ** કહે છે. જ્યાં બે નદીઓ એકઠી થાય છે તેને **સંગમ** કહે છે.

૮. દરિયાનું પાણી ચઢતું હોય તેને **ભરતી** કહે છે અને ઉતરતું હોય તેને **ઓટ** કહે છે.

૯. નદી કે ઝરણનું પાણી ઊંચેથી પથ્થરવાળી જગામાં પડેછે તેને ધોધ કહે છે.
૧૦. સમુદ્રને મળતા પહેલાં ભરતીનું પાણી માહે આવે એવું જે નદીનું મૂખ પહોળું હોય તેને ખાડી કહે છે.
૧૧. જે ઊંચી જગાએથી જૂદી જૂદી દિશાઓમાં પાણી વહે છે તેને જળાશય કહે છે.

---

## ભાગ ૨ જો.

### રાજ્ય વ્યવસ્થા.

કૈસરેહીંદ મહારાણી વિક્ટોરિયા તરફથી આ ઇલાકાનો રાજ્ય કારભાર કરવા સારૂ મુંબાઈ શહેરમાં "ગવર્નર" રહે છે. એમને મદદ આપનાને માટે બે મંત્રી મંડળ છે. આખા ઇલાકાના ત્રણ મોટા ભાગ પાડેલા છે.

### જીલ્લા, એજન્સિ, અને સંસ્થાન.

એજન્સિને તાબે રજવાડી મૂલક છે. રજવાડાની તમામ સંભાળ પોલિટિકલ એજંટો રાખે છે. અને મોટાં સંસ્થાનોમાં સારૂ રેસિડેંટ રહે છે. તેઓ તેમનો બંદોબસ્ત રાખી સરકારની ખંડણી વસૂલ કરે છે.

જીલ્લાઓનો વહીવટ કરવાને માટે કલેક્ટરો છે. તેમને મદદ કરવાને આસિસ્ટંટ તથા ડેપ્યુટી કલેક્ટરો હોય છે. હજુર ડેપ્યુટી કલેક્ટર જીલ્લાના મુખ્ય શહેરમાં રહી ત્રીજોરી વગેરેનું કામકાજ કરેછે. તાલુકામાં કલેક્ટરની વતી મામલતદાર અને તેમને મદદ કરવાને તલાટી લોકો છે. તલાટીઓ પોત પોતાના તાબાના ગામોનું મહેસૂલ ઉઘરાવી તાલુકામાં ભરે છે.

લોકોના જાનમાલને નુકશાન ન પહોંચે તેટલા સારૂ લશ્કરી અને પોલીસ ખાતું રાખ્યું છે. લશ્કરી લોકો શત્રુથી રક્ષણ કરે છે: ને પોલીસવાળા ચોર, લુંટારૂ વગેરેથી બંદોબસ્ત રાખે છે. સુપ્રીન્ટેન્ડેન્ટ, ઈન્સ્પેક્ટર, ફોજદાર, હવાલદાર, વગેરે પોલીસમાં અમલદાર છે.

સડકો, નવાણુ, ધર્મશાળા વગેરે બાંધ્ય કામો કરવાને ઈજનેર ખાતું સ્થાપ્યું છે. દેશાવરના કાગળો પહોચાડવાને વાસ્તે પોષ્ટ આફીસો, કેળવણીને માટે નિશાળો, દવા સંબંધી હરકતો દૂર થવાને દવાખાનાં, બળીઆ કાઢવાને માટે શીતળાખાતુ, દાણને માટે જકાત ખાતુ, અને સ્વચ્છતાને માટે મ્યુનિસિપાલ ખાતુ સ્થાપન કરી રૈયતનું સંરક્ષણ કરવામાં આવે છે,

ખેતરેના માપ કાઢી વીઘોટીના યોગ્ય દર ઠરાવી આપવા સરવે ખાતુ છે ને તે ખાતાના નોકરો મોજણીદાર કહેવાય છે.

લોકોના દેવા લેણા સંબંધી ફરિયાદનો નિકાલ આપવા માટે દરેક જીલ્લામાં એક મોટી જડજ કોરટ છે. તેમને મદદ કરવાને મૂનસિફ કોરટ છે. જડજ, એવી બાબતનો તથા ખૂન કરનાર ધાડ પાડનાર, જૂઠા લેખ બનાવનાર, જૂઠી સાક્ષી પુરનાર, ને એવાજ બીજા ગુન્હા કરનારનું માજીસ્ટ્રેટો તરફથી આવેલું કામ તપાસી ઇનસાફ આપે છે. મુંબાઇ શહેરમાં હાઇકોર્ટ સ્થાપી છે ત્યાં ઉપલી કોરટો તરફથી મળેલા ગેર ઈનસાફ બદલ અપીલ થાય છે.

---

## ભાગ ૩ જો.

### મુંબાઇ ઇલાકાનું વર્ણન.

હિંદુસ્થાનની પશ્ચિમે જે સાંકડી પટી છે તેને મુંબાઇ ઇલાકો કહે છે. એના વાયવ્ય ખૂણે બલુચિસ્તાન, ઉત્તરે પંજાબ; ઈશાનખૂણામાં રજપૂત સંસ્થાન; પૂર્વે મધ્ય હિંદુસ્થાનનાં સંસ્થાન, મધ્ય પ્રાંત, અને વરાડપ્રાંત; અગ્નિકોણમાં નિજામનું રાજ; દક્ષિણે મદ્રાસ ઇલાકો, તથા મ્હેસુર; અને પશ્ચિમે તથા નૈરૃત્યે અરબી સમુદ્ર, તથા હાલા પર્વત છે. એ ઇલાકો મિથનકોટથી મ્હેસૂર સંસ્થાન, અને મદ્રાસની હદ સુધી ૧૦૫૦ મૈલ લાંબો છે. એનું ક્ષેત્રફળ ૧૮૮૧૯૫ ચો. મૈલ છે. અને એમાં ૨૫૬૨૪૬૯૬ માણસની વરતી છે. એના પાંચ ભાગ છે તે દરેકને પ્રાંત કહે છે.

**પ્રાંત**—૧. સિંધપ્રાંત, ૨. કચ્છપ્રાંત, ૩. ગૂજરાતપ્રાંત, ૪. મહારાષ્ટ એમાં દક્ષિણ અને કોકણ, ૫. દક્ષિણ મહારાષ્ટ અને ઉ-

ત્તરે કાનડા.

**પર્વત**—સહ્યાદ્રી. (મહારાષ્ટમાં); સાતપુડા. (રાજ્યપીપળા પાસે, રેવાકાંઠામાં); આબુ (મહીકાંઠાની ઉત્તરે); સેત્રુંજો (પાલીતાણા પાસે); ગીરનાર (જુનાગઢ પાસે) (ગૂજરાત પ્રાંતમાં).

**નદીઓ— સિંધ પ્રાંતમાં.**

**સિંધુ**—પંજાબમાંથી આવી ઉભા સિંધપ્રાતમાં થઇ ઘણા મુખે અરબી સમુદ્રને મળે છે. એના ઉપર—શકર, બકર, રૈરી; હૈદ્રાબાદ, સેવાન, ઠઠ્ઠા, ઇ. ગામ છે.

**ગૂજરાત પ્રાંતમાં.**

**ભાદર**—(કા. એ. માં) મદાવના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે; એના ઉપર ગામ—ધોરાજી, કુતિયાણા, નવીબંદર.

**શેત્રુંજી**—(કા. એ. માં) ગીરપર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એના ઉપર ગામ— ધારી, માણેકવાડા, બગસરા, કુંડલા.

**બનાસ.** (પા. એ. માં. ) શીરોહીના ડુંગરમાંથી નીકળી ને કચ્છના રણમાં સમાયછે. એના ઉપર ગામ-ડીસા, રાધનપુર, વરાઇ,

**સરસ્વતિ.** (ક. પ્રાં. માં.) આરાસુરના ડુંગરમાંથી નીકળી કચ્છના રણમાં સમાય છે. એનું બીજું નામ કુમારિકાછે. એના ઉપર ગામ-સિદ્ધપુર.

**સાબરમતિ.**(અ. જી. માં) મેવાડના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. એના ઉપર ગામ—પેથાપુર, સાદરા, અને અમદાવાદ શહેરછે. એને હાથમતી, ખારી, અને વાત્રક નદી મળે છે.

**વાત્રક.** (ખે, જી. માં.) ડુંગરપુર પાસેથી નીકળી સાબરમતીને મળે છે. એના ઉપર ગામ—મેમદાવાદ, અને ખેડા છે. એને મેશ્વા, માજુમ, અને શેઢી નદી મળે છે. શેઢી અને વાત્રકનો સંગમ ખેડા પાસે થાય છે.

**શેઢી.** (ખે. જી. માં.) વીરપુર પાસેથી નીકળી ખેડા આગળ વાત્રકને મળેછે. એના ઉપર ગામ—વીરપુર, પડાળ, ડાકોર, ઉમરેઠ. શેઢીને મહોર અને લુણીનદી મળે છે.

**મહી.**(રે. એ. માં.) માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એના ઉપર ગામ—વરધરી, જનોડ, નદીસર, પાલી, ડેસર, ભાદરવા, દોકડા, વાસદ, ઉમેટા, કાવી, ખંભાતનગર છે,

મહીનદીને ગોમા અને કુણીનદી મળે છે.

**વિશ્વામિત્રી.** (વ. પ્રાં. માં.) પાવાઘઢના ડુંગરમાંથી નીકળી ઢાઢરને મળે છે. એનાપર વડોદરા શેહેર છે.

**ઢાઢર.** (ભ. જી. માં) રેવાકાંઠાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એના ઉપર ગામ–જંબુસર ને ટંકારિયા છે. ઢાઢરને વિશ્વામિત્રી અને માકણીનદી મળે છે.

**નર્મદા.** (ભ. જી. માં)સાતપુડાના અમરકંટકના પહાડમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એના ઉપર ગામ–તીલકવાડા, શીનોર, ચાણોદ, કરનાળી, કોરલ, સુકલતીર્થ, અને ભરૂચશહેર છે.

**તાપી**—(સુ. જી. માં)સાતપુડાના પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એનાપર ગામ–બહુધાન, રાંદેર, વરીઆવ, કામરેજ, કઠોર, માંડવી, બળેશ્વર, અને સૂરત શહેર છે.

**ગોદાવરી**—(મહારાષ્ટમાં) સહ્યાદ્રીપર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. એના ઉપર નાશિક, ત્રંબક, કોપરગામ અને પૈઠણ છે. એને પ્રવરા,વાઇનગંગા, માંજરા, વર્ધા, અને પૂર્ણાનદી મળેછે.

**કૃષ્ણા**— (મહારાષ્ટમાં) સહ્યાદ્રીપર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે. એના ઉપર–ઇંચલકરંજી, કુરૂંદવાડ, અને જમખંડી છે. એને ઘટપ્રભા, મલપ્રભા, વાર્ણા, અને કોયના નદી મળે છે.

**ભીમા**—(મહારાષ્ટમાં) ભીમા શંકરની ટેકરીમાંથી નીકળી કૃષ્ણાને મળેછે. એનાપર ગામ–પંઢરપુર,ઇંદાપુર, કોરેગામ અને તુલાપુરછે. ભીમાને શીના, ગોંડ. મૂળામૂઠા. અને નીરાનદી મળે છે.

**નીરા**— (મહારાષ્ટ)માંસહ્યાદ્રીપર્વતમાંથી નીકળી ભીમાને મળે છે. એનાપર ગામ—ભોર, ફલટન,વાવરે, અંકલૂઝ. અને મંગળવાડા છે.

**ખાડીઓ**—વસાઈની, બાણકોટની, વિજ્યદુર્ગની, અને દેવગઢની.

**અખાત**—કચ્છ અને ખંભાત. **સમુદ્ર**—અરબીસમુદ્ર.

**ભૂશિર**—મંઝ, (સિંધમાં)જગતપોઈંટ, (દ્વારકાં પાસે.)દીવ (કાઠિઆવાડની દક્ષિણે.) રામોસ (જાવાનજીક.)

**દ્વીપકલ્પ**—કાઠિયાવાડ. કુંડ, લસુંદ્રા. (કપડવણજ પાસે) ટુવા. કાંકણપુર, (પાલી અને ગોધરા વચ્ચે ) દેવકીઉનાઈ(સુરત જીલ્લામાં).

**સરોવર**—મચર. (સિંધમાં) નળ. (ધોળકા પાસે) બીંદુ અને અલ્પા. (સિદ્ધપુરમાં).

**બેટ**—મનોર(સિંધની દક્ષિણે.] સંખોધ્ધાર. (દ્વારકાં પાસે) દીવ (કાઠિયાવાડની દક્ષિણે) ઝાંઝમેર, ગોપનાથ(જાફરાબાદ પાસે) પીરમ. (ખંભાતના અખાતમાં)સાષ્ટી, ધારાપુરી, ઉરણ, કરંજી. (મુંબાઇએટનીઆસપાસ.)એલીફંટા—(અરબીસમુદ્રમાં ) આંજીદીવ(કારવાડ પાસે) સૌમાં મુંબાઇ બેટ મોટો ને પ્રખ્યાત છે.

**હવાનાં સ્થળો**—મહાબળેશ્વર, પુરંદર, ખંડાળા, બાલાચડી, માથેરાન, ગોપનાથ, ડુંગાર, પાવાગઢ, આબુ, ગીરનાર.

**છાવણીઓ**—રાજકોટ, વઢવાણ, ડીસા, વડોદરા, પુણા, માલેગામ.

**તીર્થની જગાઓ**—દ્વારકાં, સોમનાથપટ્ટણ, ગઢરા, ગીરનાર, આબુ, બહુચરાજી, સિદ્ધપુર, ડાકોર, વડતાળ, ચાણોદ, પાવાઘઢ, શુક્લતીર્થ (મેશ્રીનાં.) અને પાલીતાણા, દેલવાડ, તારંગા ( જૈનનાં. ) ( ગૂજરાતમાં ) નાશીક, ત્રિંબક, ભીમાશંકર, મહાબળેશ્વર, વાંઇ, કરાડ, નરસોબાની વાડી, કનકેશ્વર, પરસુરામ, પંઢરપુર ઇ૦ ( દક્ષિણમાં )

**પોર્તુગીઝનાં સંસ્થાન**—દીવ, દમણ, અને ગોવા; તેમાં ગોવા મુખ્ય શેહેરછે,

**હબશીનાં સંસ્થાન**—જાફરાબાદ, (કાઠિયાવાડમાં.) જંજીરા, અને રાજાપુરા, ( દક્ષિણમાં. )

**બંદરો**—કરાંચી, બસ્તા (સિંધમાં) લખપત, જખૌ, માંડવી, મુદ્રા, તુણા, વવાણિયા, જોડિયા, (કચ્છમાં.) રૂપેણ, પોરબંદર, નવીબંદર, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ, મહુવા, ભાવનગર, (કાઠિયાવાડમાં.) ઘોઘા, ધોલેરા, (અમદાવાદ જીલ્લામાં.) ખંભાત,(ખં૦માં) ટંકારીઆ, ભરૂચ, (ભરૂચ જીલ્લામાં) સુરત, વલસાડ, દમણ, (સુરત જીલ્લામાં,)ડાણું, વસાઇ,વાંદરા, માહીમ, મુંબઈ (મુંબાઇ તરફ.)અકોલે, વિજયદુર્ગ, અંજનેવલ, રાજાપુર, રત્નાગીરી, સદાશીવગઢ, ગોવા, કારવાડ, હોનાવર, બેલુર. ( મહારાષ્ટમાં. )

**રણ**—થરપારકરનું-(સિંધમાં)-કચ્છનું-)કચ્છની ઉતરે તથા પૂર્વે,) આ ઈલાકામાં મરાઠી, કાનડી, ગુજરાતી, કાઠિઆવાડી, કચ્છી, ઉર્દુ ને સિંધી ભાષા બોલાયછે. ( મુખ્ય નિકાશ પ્રાંતવાર જોવી. )

## ૧. સિંધપ્રાંત.

આ પ્રાંત છેક ઉત્તરમાંછે. એની ઉત્તરે પંઝાબ અને બલુચિસ્તાન; પૂર્વે જેસલમીરનું, મેદાન અને રજપૂત સંસ્થાન; દક્ષિણે કચ્છનું રણ તથા અરબી સમુદ્ર; અને પશ્ચિમે હાલા તથા સુલેમાન પર્વત. એમાં જીલ્લા અને સંસ્થાન એવા બે ભાગછે. આખા પ્રાંતના ઉપરીને કમિશનર કહેછે.

**જીલ્લાં**—૧. સિંધની ઉપલી સરહદનો મુલક. ૨. શિકાપુર. ૩. હૈદ્રાબાદ. ૪. કરાંચી. ૫. થરપારકર સંસ્થાન—૬. ખૈરપુર.

**૧. સિંધની ઉપલી સરહદનો મુલક**—એમાં ત્રણ તાલુકાછે. મુખ્ય શેહેર. જેકબાબાદ.

**૨. શિકારપુર જીલ્લો**—એમાં ૧૭ તાલુકાછે. મુખ્ય શેહેર શિકારપુર. અને શકર, લારખાના, રૈરી, મોટાં ગામછે.

**૩. કરાંચી જીલ્લો**—એમાં ૧૩ તાલુકાછે. મુખ્ય શેહેર કરાંચીછે. ઠઠ્ઠા, સેવાન, મીરપુર, કોટ્રી, શાહાબંદર મોટાં ગામ છે.

**૪. થરપારકર જીલ્લો**—એમાં ૭ તાલુકાછે. મુખ્ય ગામ ઉમરકોટ, નગરપારકર અને થરપારકરછે.

**૫. ખૈરપુર સંસ્થાન**—એમાં નવાબનું રાજ્યછે. મુખ્ય શેહેર ખૈરપુરછે.

**ભાષા**—સિંધી અને બલુચી-લોકો કદમાં પંઝાબી અને બળવાનછે.

## ૨. કચ્છપ્રાંત.

આ પ્રાંત સિંધના અગ્નિ કોણમાંછે. એની ઉત્તરે, પૂર્વે અને અગ્નિ કોણમાં રણ; દક્ષિણે અને નૈરૃત્યે કચ્છનો અખાત, અને અરબીસમુદ્રછે. ત્યાંના રાજાને રાવ કહેછે. તે જાડેજા રજપૂતછે. એમાં ૧૬ તાલુકાછે.

**તાલુકા**—૧. પાબર. ૨. મિઆણી. ૩. બંની. ૪. પછમ. ૫. ખડીયર. ૬. પ્રાંથળ. ૭. વાગડ. ૮. અંજાર ચોવીશી. ૯. ભૂવડ ચોવીશી. ૧૦. હાલા ચોવીશી. ૧૧. કાઠી. ૧૨. મોડાસા. ૧૩. અબડાસા ૧૪ કંડ. ૧૫ ગરેડ. ૧૬ માક.

**પર્વત**—ધાર, અને લાખી.

**નદીઓ**—નાગમતી, રૂકમાવતી, ખારી, અને લુણી.

**મોટાંગામ**--રાજધાનીનું શહેર ભૂજ છે. અંજાર, તુણાં, નલિયા, લખપત, માંડવી, રાપર, ભચૌ, અધોઈ, (મોરબીનું) કંથકોટ, બેલા, ફતેગઢ અને કૈરા છે.

આ પ્રાંતમાં કચ્છી ભાષા બોલાય છે. જૂદી જૂદી જાતનું અનાજ થાય છે. તેમજ ભરતનું કામ સાફ બને છે.

### ૩. ગૂજરાત પ્રાંત.

એની ઉત્તરે શિરોહી, અને આબુ પર્વત, પશ્ચિમે કચ્છનો અખાત, અને અરબી સમુદ્ર; દક્ષિણે થાણા જીલ્લો. અને પૂર્વે મેવાડ માળવા તથા ખાનદેશ જીલ્લો છે. એના તેર ભાગ છે. તેમાં ૫. જીલ્લા, ૬. એજન્સિ; અને ૨. સંસ્થાન છે. આખા ગૂજરાતમાં સુમારે પોણો કરોડ માણસની વસ્તી છે. અને ૪૦ હજાર ચો. મૈલ જમીન છે.

**૫. જીલ્લા**--અમદાવાદ, ખેડા, ભરૂચ, સૂરત, પંચમહાલ.

**૬. એજન્સી**—કાઠિયાવાડ, પાલણપુર, મહિકાંઠા, રેવાકાંઠા, પંચમહાલ.

**૨. સંસ્થાન**—ગાયકવાડનું, ખંભાતનું.

### જીલ્લા.

**૧. અમદાવાદ જીલ્લો**—આ જીલ્લાની ઉત્તરે ગાયકવાડનું કડી પરગણું, મહીકાંઠા એજન્સિ; પૂર્વે ખેડા જીલ્લો ને ખંભાતનું સંસ્થાન; દક્ષિણે તથા પશ્ચિમે કાઠિયાવાડ એજન્સિ છે. એમાં ૭ તાલુકા છે.

**તાલુકા**--પ્રાંતીજ, દસક્રોઈ, સાણંદ, વીરમગામ, ધોળકા, ધંધુકા, ઘોઘા.

**શહેર**—અમદાવાદ. **મોટાં ગામ**—ઉપરના તાલુકા તથા મોડાસા, પાટડી, માંડલ, રાણપુર, સર્ખેજ, ખારાઘોડા.

**બંદર**--ધોળેરા ને ઘોઘા. **બેટ**--પીરમ, ગોપનાથ, ઝાંઝમેર.

**નદીઓ.**—સાબરમતી, ખારી, મેશ્વો, વાત્રક, હાથમતી.

**તળાવો.**—કાકરીઉં, (અમદાવાદમાં); મલાવ તથા નળ (ધોળકામાં); મુનસર તથા ગંગાસર (વિરમગામમાં); અને સરખેજ (તેજગામમાં).

**પેદાશ.**—રૂ, સુતરાઉ કાપડ, રેશમી વણાટ, શેરડી, ડાંગર, વગેરે છે.

**૨. ખેડા જીલ્લો**—આ જીલ્લાની ઉત્તરે ગાયકવાડી દહેગામ પરગણું, તથા મહિકાંઠાનો થોડો ભાગ; પૂર્વે અને દક્ષિણે મહીનદી; અને પશ્ચિમે અમદાવાદ જીલ્લો તથા ખંભાતનું સંસ્થાન. એમાં ૭ તાલુકા છે. (નડિયાદ, આણંદ, અને બોરસદને ચરોતર કહે છે.)

**તાલુકા**—કપડવંજ, ઠાસરા, નડિયાદ, મહેમદાવાદ, માતર આ-ણુંદ, બોરસદ.

**મોટાગામ**—ઉપરના તાલુકા તથા ખેડા, ઉમરેઠ, મહુધા.

**જાત્રાનાં ઠેકાણાં**—ડાકોર, વડતાલ, લસુંદ્રા, અને અંગાડી પાસે ગળતેશ્વર મહાદેવ.

**નદીઓ**--મહી, વાત્રક, મેશ્વો, શેઢી, મ્હોર,

**પેદાસ**—તમાકુ, રૂ, ગળી, જીરૂ, આદુ, કસુંબી, શેરડી ધાન્ય.

**૩. ભરૂચ જીલ્લો**—આ જીલ્લાની ઉત્તરે મહી નદી; પૂર્વે ગાયકવાડનો વડોદરા પ્રાંત અને રાજપીપળા; દક્ષિણે કીમ નદી; અને પશ્ચિમે ખંભાતનો અખાતછે. એમાં ૫ તાલુકાછે.

**તાલુકા**--ભરૂચ, વાગરા, આમોદ, જંબુસર, અને અંકલેશ્વર.

**શહેર**--ભરૂચ. મોટાંગામ-ઉપરના તાલુકા તથા હાંસોટ

**બંદર**—ભરૂચ. ટંકારિયા, ગંધાર, દેગામ, દહેજબારા.

**જાત્રાનાં ઠેકાણાં**—તવરા, શૂકલતીર્થ, કબીરવડ, ભાડભૂત.

**નદીઓ**—નર્મદા, મહી, ઢાઢર, કીમ. (નર્મદા અને મહીની વચેના ભાગને કાનમ કહે છે.)

**બેટ**—ધંતુરિયા, કાસવા.

**પેદાસ**—કાનમનું રૂ, ઘી, ગળી, અનાજ, સૂતરાઉ કાપડ.

**૪. સૂરત જીલ્લો**—આ જીલ્લાની ઉત્તરે કીમ નદી તથા ગાયકવાડી મૂલક; પૂર્વે ગાયકવાડનું કઠોર પરગણું, વાંસદા અને ધર્મપુરનું સંસ્થાન; દક્ષિણે દમણગંગા નદી તથા તેની પેલી તરફ થાણા જીલ્લો; પશ્ચિમે અરબી સમુદ્ર તથા ખંબાતનો અખાત. એમાં ૮ તાલુકા છે.

**તાલુકા.**—ઓરપાડ, માંડવી, ચોરાશી, બારડોલી, ચિખલી, જલાલપુર, પાર્ડી, વલસાડ.

**નદીઓ.**—તાપી, કીમ, પૂર્ણા, અંબિકા, [illegible]ાર, અને કોલક. [દમણગંગા.

**શહેર.**—સૂરત.

**મોટાં ગામ.**—ઉપરના તાલુકા, તથા રાંદેર, સરભોણ, વાલોડ, મોતા, દેગામ, બગવાડા, બહુધાન, તડકેશ્વર.

**બંદર**—સૂરત. વલસાડ. ભગવાદાંડી, ડુંગર-પારનેરા.

**જાત્રાનાંઠેકાણાં**—સૂરત.બહુધાન,(હિંદુનાં. ઉદવાડા.(પારસીની.)

**પેદાશ**—રૂ. શેરડી. કેળાં. ડાંગર. વગેરે અનાજ.

**૫. પંચમહાલજીલ્લો**—આ જીલ્લો રેવાકાંઠા સાથે સેળભેળ છે. એની ઉત્તરે લુણાવાડાનું રાજ્ય; પૂર્વે બારીઆનું રાજ્ય, તથા માળવા; દક્ષિણે છોટાઉદેપુરનું રાજ્ય; અને પશ્ચિમે ગાયકવાડનો વડોદરાપ્રાંત છે. એમાં પાંચ મહાલ છે. તે ઉપરથી પંચમહાલ નામ પડયું છે.

**મહાલ**—ગોધરા, કાલોલ, હાલોલ, દાહોદ, અને ઝાલોદ.

**તાલુકા**—ગોધરા, કાલોલ, દાહોદ.

**મોટાંગામ**—ઉપરના મહાલો તથા સહેરા, ટીંબા, વેજલપુર.

**નદીઓ**—મહી. પુનમ.

**જાત્રાનાંઠેકાણા**—પાવાગઢ. રેણા. ટુવાકાંકણપુર.

**ડુંગર**—રેણુાતરસંગનો, પાવાગઢનો.

**પેદાશ**—મહુડાં, ઇમારતીલાકડું, તલ, ડોળી, સાબુ. ઇ૦

## એજન્સિઓ.

**૧ કાઠિયાવાડ એ૦**—ઉત્તરે કચ્છનો અખાત તથા રણ; પૂર્વે અમદાવાદ જીલ્લો તથા ખંભાતનો અખાત; દક્ષિણે તથા પશ્ચિમે અરબી સમુદ્રછે. કાઠિયાવાડ એક દ્વીપકલ્પછે. એમાં ચાર પ્રાંત ઠરાવેલાછે.

**પ્રાંત**—ઝાલાવાડ, સોરઠ, ગોહીલવાડ અને હાલાર.

### મોટાગામ.

**ઝાલાવાડ પ્રાંતમાં**—*ધ્રાંગધ્રા[1], વાંકાનેર[2], વઢવાણ[2], લીમડી[2], સાયલા[3], ચુડા[3], લખતર[3], બજાણા[4], હલવદ[4], ટીકર ઇ૦ **સોરઠ પ્રાંતમાં**—જુનાગઢ[1], જાફ્રરાબાદ[2], બાંટવા[3], પોરબંદર[3] જેતપુર[3], જસદણ[3], બીલખા, ઇ૦

**ગોહીલવાડમાં**— ભાવનગર[1], પાલીતાણા[2], વળા, લાઠી[4], ઇ૦

**હાલારમાં**—નવાનગર[1] ( જામનગર ) ધ્રોળ[2], રાજકોટ[2], ગોંડળ[1], મોરબી[2], ધોરાજી[4], ઇ૦

આ ચારે પ્રાંતનાં રાજ્યો પૈકી જુનાગઢ, બાંટવા, માણાવદર, વેરાવળ, પાટણ, ઉના, કુતિયાણા મુસલમાન રાજ કર્ત્તાને તાબેછે ને તેઓ નવાબ કહેવાયછે. દીવ—પોર્તુગીઝને તાબેછે. અને બાકીનાં રાજ્યો રજપૂતોને તાબેછે.

---

* ૧. પહેલા વર્ગનું, ૨. બીજા વર્ગનું. ૩. ત્રીજા વર્ગનું. ૪. વર્ગનાં રાજ્ય છે એમ બતાવે છે.

**બંદર**—ભાવનગર, તળાજા, મહુવા, જાફરાબાદ, દીવ, વેરાવળ, માંગરોળ, પોરબંદર, રૂપેણ, સલાયા, જોડિયા, વવાણિયા.

**જાત્રાના ઠેકાણાં**—દ્વારકાં, સુદામાપુરી, (પોરબંદર), સોમનાથપટ્ટણ, તુળશીશ્યામ, ગઢડા, મૂળી, શેત્રુંજો, ગીરનાર.

**નદીઓ**—ભાદર, ભોગાવો, આજી, મચ્છુ, શેત્રુંજી.

**પર્વત**—ચોટીલા, ગીરનાર, બર્ડો, શેત્રુંજો, ગીરપર્વત.

આ પ્રાંતનો બંદોબસ્ત રાખવા અંગ્રેજ સરકાર તરફથી એક પોલિટિકલએજંટ રહેછે. ને તેમને મદદ કરવાને ચાર આસિસ્ટંટ પોલિટિકલએજંટોછે. તેઓને રહેવાનાં સ્થળ રાજકોટ, વઢવાણ, સોનગઢ અને માણેકવાડા છે. કાઠિયાવાડમાં, રૂ, ઉન વગેરે ઘણું થાયછે તથા ઘોડા ઘણા સારા નીપજેછે.

૨. **પાલણપુર. એ૦**— એની ઉત્તરે મારવાડ ને શીરોહી છે; પૂર્વે શીરોહી અને મહીકાંઠા; દક્ષિણે ગાયકવાડી મુલક અને પશ્ચિમે કચ્છનું રણ. એમાં જૂદી જૂદી જાતના રાજ કર્ત્તાનાં સંસ્થાન છે.

**સંસ્થાનો**—પાલણપુર, રાધનપુર, વારાહી, તેરવાડા ( મુસલમાનનાં છે. ) થરાદ, મોરવાડા, વાવ, સૂઇગામ, દેવદર, સાંતલપૂર ( રજપૂતનાંછે.) ભાભર અને કાંકરેજ (કોળી ઠાકોરનાં છે.) પાલણપુરના રાજ્ય કર્તાને દીવાન, અને રાધનપુરના રાજ્ય કર્તાને નવાબ કહેછે. ડીસામાં અંગ્રેજી લશ્કરનો કાંપછે.

**મોટાં ગામ**—ઉપરના સંસ્થાન તથા—ડીસા, ધાનોદોરા, દાંતીવાડા, પાથાવાડા, ધાનેરા, મુજપુર, સમી.

**નદીઓ**—બનાસ, સરસ્વતિ, **પર્વત**, શીરોઈના ડુંગર.

**પેદાસ**—શેરડી, રૂ, અને ઇમારતી લાકડું. આ એજન્સિનો પોલીટીકલ એજંટ ડીસામાં રહેછે.

૩. **મહીકાંઠા. એ૦**—એની ઉત્તરે આબુના ડુંગરો; પૂર્વે મેવાડ અને ડુંગરપુર, દક્ષિણે ગાયકવાડનો મુલક, ખેડા અને અમદાવાદ જીલ્લો; પશ્ચિમે ગાયકવાડનો મુલક તથા પાલણપુર એજન્સિ. એમાં ૬ પ્રગણાં છે.

૧. નાની મારવાડ—(ઈડર. દાંતા માલપુર ૪૦)૨. રેવર—(મોહનપુર રણાસણ, ૪૦)

૩. સાબરકાંઠો—(માણસા, પેથાપુર, વરસોડા, ઇલોલ, ૪૦)

૪. વાત્રકકાંઠો—( ઘોડાસર, આમલિયારા, સાઠંબા, ખડાલ, પુનાદરા.)
૫. બાવીસી, વાસણા, મહીસા, દભોડા,)૬, કટોસણ,(જેટાણા, સાંથલ, મગુના,) મુખ્ય સંસ્થાન, ઇડર, દાંતા, માલપુર, મોહનપુર, રણાસણ, માણસા, ઘોડાસર, આમલીઆરા, મોટાંગામ, ઉપરનાં તથા, સાદરા, અમનગર, વડાલી, બાયડ, ગાબટ, દાંતા.

**જાત્રાનાં ઠેકાણાં.** આરાસુરમાં અંબાજી, અને ટીંટોઇ પાસે શામળાજી.

**નદીઓ.** સાબરમતિ, હાથમતી, ખારી, મેશ્વા, અને માજુમ.

**પેદાશ.** તલ,શેરડી, સાબુ, અને અનાજ, સાદરામાં આ એજન્સિનો પોલિટિકાલ એજંટ રહે છે.

**૪. રેવાકાંઠા. એ.**—એની ઉત્તરે મહીકાંઠા,પૂવ માળવા,અને ખાનદેશ; દક્ષિણે ગાયકવાડી મુલક ને સુરત જીલ્લો; પશ્ચિમે ગાયકવાડનો મુલક, ખેડા, ભરૂચ અને પંચમહાલ જીલ્લો. એમાં ૭ સંસ્થાન મોટાંછે.

**સંસ્થાન.** રાજપીપળા, છોટા ઉદેપુર, બારીઆ, લુણાવાડા, સોંથરામપુર, ( રજપુતનાં ). વાડાશીનોર, ( નવાબનું ) એ સિવાય, કડાણા, સંજેલી, ભાદરવા, ઉમેટા, અને પાડુ મેવાસ, તથા સંખેડા મેવાસમાં નાનાં સંસ્થાન છે. એ સિવાય મોટાંગામ નાંદોદ, અને વિરપુર. લીંબડી, પીપળોદ, રાજગઢ.

**જાત્રાનાંસ્થળ.** વીરપુર, મુસલમાની જાત્રા ભરાય છે.

**નદીઓ.** મહી, નર્મદા, પુનમ, ગોમા, હેરણ, ઓર.

**પર્વત.** સાતપુડાનો; તથા દેવધડનો, અને લુણાવાડાનો, ડુંગરછે.

**પેદાશ.** અનાજ રૂ, સાગ, સીસમ, તરેહવાર વનસ્પતિ, આ ઈલાકાનો પોલિટિકલએજન્ટ ગોધરામાં રહે છે.

**૫. પંચમહાલ એ.**—એની ચારે બાજુએ છોટાઉદેપુરનો મુલક છે. તે પંચમહાલ જીલ્લાના કલેટરના તાબામાં છે. મુખ્ય સં. નારૂકોટ, કોળી ઠાકોરનું છે. પેદાશ ઇમારતી લાકડું.

**૬. સૂરત એજન્સિ.** એ સૂરતજીલ્લાના કલેકટરના તાબામા છે. એની ઉત્તરે ગાયકવાડી મુલક, પૂર્વે ખાનદેશ જીલ્લો, દક્ષિણે થાણા જીલ્લો અને પશ્ચિમે સુરત જીલ્લાનો દક્ષિણ ભાગ. એમાં ૩ સંસ્થાન છે.

**સંસ્થાન.** ૧. વાંસદા, ધર્મપુર, (રજપુતના) સચીન (મુસલમાન નવાબનું).

**નદીઓ.** અંબિકા, કાવેરી, ખરેરા, ઓરંગા, પાર, કોલક મીંઢોળા.

**જાત્રાનું ઠેકાણું.** દેવકીઉનાઇ (વાંસદામાં)

**પેદાશ.** મહુડાં, ઇમારતી લાકડું, સાદડી, બીડીનાં પાંદડાં, સાબુ, ખાદી, શેરડી, ખજૂર અને અનાજ છે.

**સંસ્થાન. ૨**

**૧. ગાયકવાડનું સં.** મુંબાઇ ઇલાકામાં આ દેશી રાજ્ય સૌથી મેટું છે. ગાયકવાડ જાતે મરાઠા છે. તેમની રાજ ગાદી વડોદરા શહેરમાં છે. વડોદરા કાંપમાં અંગ્રેજ સરકાર તરફથી રાજ્યના બંદોબસ્ત સારૂ રેસિડેંટ રહે છે. ગાયકવાડ સરકારનો મુલક આખા ગૂજરાતમાં પથરાયેલો છે તેના ચાર ભાગ છે. તે દરેકને પ્રાંત કહે છે.

**પ્રાંત.** પશ્ચિમ અથવા અમરેલી પ્રાંત. ઉત્તર અથવા કડી પ્રાંત. મધ્ય અથવા વડોદરા પ્રાંત. અને દક્ષિણ અથવા નવસારી પ્રાંત.

**તાલુકા. અ.** પ્રા.—દામનગર, કોડીનાર, ધારી, ઓખા મંડળ; **ક.** પ્રા.—કડી, કલોલ, મહેસાણા, વિસનગર, વડનગર, ખેરાળુ, વીજાપુર, હારીજ, વડાવલી, પાટણ, સિધપુર, દહેગામ, અને આતરસુંબા; **વ.** પ્રા.-વડોદરા, પેટલાદ, પાદરા, શીનોર, ચોરંદા, ચાણોદ, સંખેડા, ડભોઇ, જરોદ; **ન.** પ્રા.-નવસારી, પલસાણા, કઠોર, વેળાછા, સોનગઢ, વ્યારા, કામરેજ, મહુવા, ગણદેવી, મોટાંગામ, સોજીત્રા, વસો, સાવલી, ચાણસમા ઇ૰

**નદીઓ.** સાબરમતિ, બનાસ, સરસ્વતી, વાત્રક, નર્મદા, મહી, વિશ્વામિત્રી, ઢાઢર, પૂર્ણા, તાપી,

**સમુદ્ર.** અરબી, **અખાત.** ખંભાતનો અને કચ્છનો. **બેટ.** સંખોધાર. **દ્વીપકલ્પ.** ઓખામંડળ. **બંદર.** રૂપેણ. **જાત્રાનાં સ્થળ.** દ્વારકાં, સિધપુર, બહુચરાજી, ચાણોદ, ઉંઝા, મીરાંદાતાર.

પેદાશ—કાપડ, રૂ, વાસણ, અફીણ, તંબાકુ, શંખ, કોડીઓ, મીઠુ વગેરે

**૨. ખંભાતનું સં.** એ સં. મુસલમાન નવાબનું છે. મુખ્ય શહેર ખંભાત મોટું બંદર છે.

**અખાત.** ખંભાતનો. **નદી.** મહી. **પેદાશ.** અકીકના પથર ઇ.

**માહારાષ્ટ.**

એમાં કોકણ અને દેશ એવા બે ભાગ છે. સહ્યાદ્રી પર્વત, અને સમુદ્રની વચ્ચે જે સાંકડી પટી છે તેને કોકણ કહે છે અને

સહ્યાદ્રીની પૂર્વ તરફના ભાગને દેશ કહે છે.

**કોકણ**--એની ઉત્તરે સુરત જીલ્લો; પશ્ચિમે સમુદ્ર; પૂર્વે સહ્યાદ્રપર્વત; અને દક્ષિણે ગોવા આવેલું છે. એમાં સંસ્થાન અને જીલ્લા એવા બે મુખ્ય ભાગ છે.

**જીલ્લા**. થાણા, કોલાબા અને રત્નાગીરી.

**સંસ્થાન**. જવ્હાર, જંજીરા અને સાંવતવાડી.

**થાણાજીલ્લામાં**. મુ. શ. થાણા. તાલુકા, ૧૧. ડહાણું, માહીમ, વસાઈ, શાષ્ટી, વાડે, ભીંવડી, કલ્યાણ, પનવેલ, શાહપુર, મુરવાડ, અને કર્જેત. **કોલાબા જીલ્લામાં**. મુખ્ય શહેર કોલાબા. તાલુકા ૫. અલીબાગ, પેંઠ, રોહેં, માણગાવ, ને મહાડ. **રત્નાગીરી જીલ્લામાં** મુ. શ. રત્નાગીરી. તાલુકા ૮. દાપોલી, ખેડ, ચિવલુણ, રત્નાગીરી, રાજાપુર, સંગમેશ્વર, દેવગઢ, અને માલવણ, એ સિવાય **મોટાંગામ**. આગાશી ઉરણ, નાગોઠણે, વેંગુર્લે, હરણઇ, બાણકોટ, અંજનવેલ, **શહેરો.** થાણા, અલીબાગ,

**જવ્હાર સં.** એનું મુખ્ય શહેર જવ્હાર છે. એમાં ત્રણ મહાલ છે. દેર્જે, ચૌથરા, અને ગંજાડ. **જંજીરા સં.** મુખ્ય શહેર જંજીરા છે. **સાવંતવાડી**માં મુખ્ય શહેર સાંવતવાડી છે. એમાં ૩ મહાલ છે. કુડાલ, બાંદે, વાડી.

**દેશ.**—એમાં જીલ્લા, એજન્સિ, ને જહાગીરો આવેલી છે.

**જીલ્લા**. ખાનદેશ, નાશિક, અહમદનગર, સતારા, પુણા, સોલાપુર.

**એજન્સિ**. ખાનદેશ, **સંસ્થાન**. અકલકોટ.

**જહાગીરો**. ભોર, ફલટણ, ઔાંદ, અને જત.

**ખાનદેશ જીલ્લામાં**. મુ. શ. ધૂળિયા, છે. એમાં ૧૬ તાલુકા છે. ધુળિયા, એરંડોળ, પાચોરે. અમલનેર, ચાળીસગામ, પિંપળનેર, નંદુરબાર, વિરદેલ, તળોદે, શહાદે, શીરપુર, ચોપડે, સાવદે, ભુસાવળ, નસીરાબાદ, જામનેર, યાવલ, રાવેર, પારોળ, નિજામપુર, ભડગામ, મોટા ગામ પણ તેજછે. **નદીઓ.** તાપી, પૂર્ણા, અને ગીર્ણા. **પર્વત.** સાતપુડા, **ડુંગર.** ચાંદવડ, અંજીઠા.

**નાશિક જી.** ખાનદેશની, દક્ષિણે છે. મુ. શ. નાશિક, તાલુકા ૧૨ છે. બાગલાણ, કલવણ, ચાંદવડ, દીંડોરી, નાશીક, પેંઠ, ઇગતપુરી, સિન્નર, નિફાડ. યેંવલે, નંદગામ, માલેગામ, મોટાંગામ તે.

જ છે. **નદીઓ.** ગોદાવરી, ગીરણા. **પર્વત.** સહ્યાદ્રી. ડુંગર, કલસુબાઇનો, સળગાણા, **ઘાટ**—થળઘાટ, આંબોલીઘાટ,

**અહમદનગર જી.** નાશિક જીલ્લાની દક્ષિણે છે. મુ. શ. અહમદનગર, તાલુકા ૧૧ · અકોલે, સંગમનેર, કોપરગામ, રાહુરી, નેવાસે, શેવગામ, નગર, પારનેર, શ્રીગોદે, કતર્જે, જામખેડ. મોટાંગામ, તેજ છે. **નદી.** ગોદાવરી.

**પુણા જીલ્લો.** અહમદનગર જીલ્લાની દક્ષિણે છે. મુ. શ. પુણા, તાલુકા. ૧૧. હવેલી, પુરંદર, ભિમથડી, ઇંદાપુર, જુન્નર, ખેડ, માવળ, શીરૂર, પૌડ, બારામતી, ઘોડ. મોટાંગામ તેજ છે. **નદીઓ.** મૂળામૂઠા, ઘોડ, ગોદાવરી.

**સતારા જી.** પુણાજીલ્લાની દક્ષિણે છે. મુ. શ. સતારા, તાલુકા. ૧૧. કરાડ, કોરેગામ, જાવલી, ખીવ, ખાનાપુર, માણ, પાટણ, સતારા, તાસગામ, વાંઇ, વાળવે, એ સિવાય આષ્ટી, ઉરણ, વગેરે મોટાંગામ છે. **ડુંગર.** શંભુ મહાદેવ.

**સોલાપુર જી.** અહમદનગર જીલ્લાની દક્ષિણે છે. મુ. શ. સોલાપુર, તાલુકા ૭. મહાડ, બાર્શી, કરમાળ, સોલાપુર, પંઢરપુર, સાંગોળ, માલશિરસ. મોટાંગામ, ગોહલ, અંકલૂઝ વગેરે છે. **નદીઓ.** નીરા, ભીમા, સીના, **ઘાટ**—વરધાઘાટ.

**ખાનદેશ એજન્સિ.** ખાનદેશ જીલ્લાની પશ્ચિમે છે. એના ૩ ભાગ છે. ૧. ડાંગદેશ ૨.સુરગણતાલુકો ૩.મેવાસીપ્રાંત, સહયાદ્રીની પશ્ચિમે ડાંગદેશ, ડાંગદેશની દક્ષિણે સુરગણતાલુકો, તથા તાપી અને નર્મદા વચ્ચે મેવાસીપ્રાંત છે.

**સતારા જાગીર**—ભોર, ફલટણ, પંતસચીવ, નિબાલકર, ઐાંદ, પંતપ્રતિનીધિ, જત અને ડફલે. પટવરધન વંશના બ્રાહ્મણની જાગીરો છે.

**પેંઠ સં. મુ. શ.** પેંઠ. મુસલમાન બેગમને તાબે છે. **અકલકોટ સં. મુ. શ.** અકલકોટ. મરાઠા વંશના રાજાને તાબે છે.

## દક્ષિણ મહારાષ્ટ અને ઉત્તર કાનડા.

દક્ષિણ મહારાષ્ટમાં. ૩ જીલ્લા. ૧ સંસ્થાન. ૬ જાગીરો છે.

**જીલ્લા**—કલાદગી, બેલગામ, ધારવાડ. **સંસ્થાન**—કોલાપુર.

**જાગીરો**—સાંગલી, જમખંડી, મિરજ, કુરૂંદવાડ, મૂધોળ, રા

મદૂંગ, (બ્રાહ્મણની) અને સાવનૂર (મુસલમાન નવાબનું છે.)

**કલાદગી જીલ્લો**—મુ. શ. કલાદગી. તાલુકા ૮. બાંગલકોટ, બદામી, હુનગુન, મુદ્દેબિહાલ, સિંદગી, બાગેવાડી, વિજાપુર, ઈંડી, મોટાં ગામ પણ તેજ છે. **નદીઓ**—કૃષ્ણા, ઘટપ્રભા, મળપ્રભા.

**બેલગામજીલ્લો**—મુ. શ. બેલગામ. તાલુકા ૭. બેલગામ, ચિકોડી, ગોકાક, અથણી, સંપગા, બીડી, પરસગડ.

**ધારવાડજીલ્લો**—મુ. શ. ધારવાડ. તાલુકા. ૧૧. ધારવાડ, નવલગુંદ, રોણા, ગદગ, હુબલી, કલઘટગી, બંકાપુર, કરજંગી, હાનગલ, રાણી બેન્નુર, કોડ. **નદીઓ**—મલપ્રભા, તુંગભદ્રા.

**કોલાપુર સં.**—મુ. શ. કોલાપુર. નાના સંસ્થાન—મંગળવાડા, સીરહતી, બાવળા, વિશાગડ, ઇચલકરંજી, કાગળ. (મરાઠાનાંછે).

**ઉત્તર કાનડા**—મુ. શ. કારવાડ. તાલુકા. ૭. કારવાડ, કુમટા, હોનાવર, સિદ્ધાપુર, સિર્શી, યેલ્લાપુર, સુપે અને અંકોલે, ભાટકલ, મોટાં ગામ છે. **નદીઓ**—વરધા, શેરાવતી.

## મુંબાઇ.

મુંબાઇ ઈલાકામાં મોટું શહેર છે. એની વસ્તી સુમારે ૮ા લાખ છે. ૧૧ મૈલ લાંબુ ને ૩ મૈલ પહોળુંછે. પરદેશ ખાતે ઘણી જાતનો માલ જાય છે અને આવે છે. આખુ શહેર ઘણું ઉદ્યોગી છે. ત્યાં વેપારની ઘણી ભીડને લીધે દેવાં લહેણાની ઉઘરાણી રાતે દશ વાગ્યા પછી થાય છે. જવા આવવાની સુગમતા સારૂ શહેરમાં ટ્રામવે નામે ગાડી છે. વિહાર અને તુળસી નામે સરોવરનું પાણી પીવા સારૂ નળ મારફતે ઘેરે ઘેર લાવવામાં આવ્યું છે. રાતે ફાનસોમાં વીજળીના દીવા થાય છે. વાલકેશ્વરની ડુંગરી હવા ખાવાની જગા છે. અરબસ્તાનમાં આવેલું એડન બંદર તથા લાલસમુદ્રમાં આવેલો પીરમબેટ મુંબાઇને તાબે છે. ઇલાકાના ગવર્નરસાહેબ મુંબાઇમાં રહે છે. અનેક જાતની ઓફીસો, છાપખાનાં, બંગલા, આગબોટો, વહાણો, દીવાદાંડી, ટંકશાળ વગેરે જોવા લાયક જગાઓ આ શહેરમાં ઘણીછે. ત્યાં મકાનભાડુ, બળતણ, અને શાકભાજી બહુ મોઘું વેચાય છે.

## રેલવે.

**ગ્રેટ ઇંડિયન પેનિનસુલા રેલવે**—મુંબાઇના બોરીબંદર સ્ટેશનથી કલ્યાણ સુધી જાય છે. ને ત્યાં તેના બે ફાંટા પડે છે. એક

થળ ઘાટમાં થઈ નાશિક, જબલપુરથી કલકત્તા તરફ જાય છે. એની. એક શાખા ભુસાવરથી નાગપુર સુધી જાય છે. બીજો—બોરઘાટમાં થઇ પુણા, સોલાપુર, રાયપૂરથી મદ્રાસ તરફ.

**બાંબે બરોડા એન્ડ સેંટ્રલ ઇન્ડિયા રેલવે**—મુંબાઇના કોલાબાના સ્ટેશનથી નીકળી, વસાઇ, નવસારી, સૂરત, ભરૂચ, મીયાંગામ, વડોદરા, વાસદ, આણુંદ, નડિયાદ, મેમદાવાદ, અમદાવાદ થઈ વઢવાણ સુધી. આણુંદથી—ભાલજ, ઉમરેઠ, ડાકોર, દાસરા, સેવાળિયા, ગોધરા સુધી. અમદાવાદથી—વીરમગામ ખારાઘોડા સુધી.

**ગાયકવાડી રેલવે**—મીયાંગામથી—ડભોઇ સુધી—વડોદરેથી ડભોઇ થઇ ચાણોદ સુધી—ડભોઈથી સંખેડા બહાદરપુર સુધી.

**રજપુતાના રેલવે**—અમદાવાદના સાબરમતી સ્ટેશનથી, કલોલ, મેસાણા, ઊંઝા, સિદ્ધપુર, પાલણપુર, આબુ, અજમેર ને ખંડવા સુધી. મહેસાણેથી—વિસનગર, વડનગર, અને ઇડર સુધી.

**ભાવનગર ગોંડળ રેલવે**—વઢવાણથી—બોટાદ, ધોળા, ભાવનગર. ધોળાથી–ધોરાજી સુધી, જુનાગઢ રેલવે–જેતલસરથી વેરાવળ સુધી. અને વઢવાણથી મોરબી.

**સિંધ રેલવે**—કરાંચી, કોચીન, સક્કરથી પંજાબ તરફ. સકર થી શિકારપુર. જેકબાબાદથી સીબી ને કંદહાર સુધી.

**દોંડ મનમાડ રેલવે**—અહમદનગરથી મદ્રાસ તરફ જનારાને દોંડ આગળના અને કલકત્તાથી અહીં આવનારાને મનમાડ આગળના રસ્તાપર જોડાય છે.

**હુડગલી વિજાપુરરેલવે**હુડગલીથી વિજાપુર થઇ મહીસૂર તરફ જાયછે.



# ભાગ ૪ થો.

## પ્રખ્યાત સ્થળો.

શહેર. શાને માટે.

સક્કર—બોલાનઘાટના વેપારનું મથક છે.

હૈદ્રાબાદ—શેતરંજી, રેશમી કાપડ, માટીનાં વાસણ, ચામડાની વસ્તુઓ થાય છે.

કરાંચી—ઘઉં, તેલ કાઢવાનાં બી વગેરે ઇગ્લાંડ જાય છે.

નગરપારકર—ધાબળી, સેતરંજી, ચામડાં, ને ઘીને માટે.

ભુજ—સોના રૂપાની કારીગરી, કસબ અને હીરનું ભરત, રેશમી ને સુતરાઉ કાપડનાં કારખાનાં છે.

ઉમરકોટ—હિંદુસ્તાનના પ્રખ્યાત અકબર બાદશાહની જન્મભૂમિ.

કચ્છ પ્રાંત—સુરોખાર, ફટકડી અને કોયલાની ખાણો છે.

દ્વારકાં—શ્રી કૃષ્ણની રાજધાની હતી; હિંદુ લોકના તીર્થની જગા છે.

જામનગર—કંકુ સારૂ બને છે. બાંધણી તથા બંદુકને માટે.

જુનાગઢ—એની પાસે ગીરનાર પર્વતપર હિંદુ તથા શ્રાવકલોકનાં દેવાલય તથા ગુરૂદત્તાત્રીનાં પગલાં છે.

બગસરા—ઓઢવાને માટે ચોફાળ સારા વણાય છે.

રાજકોટ—કાઠીઆવાડનું મુખ્ય શહેર છે. ત્યાં પોલિટિકલએજંટ રહે છે. ટ્રેનિંગકોલેજ, રાજકુમારકોલેજ છે.

ધારી—ઘોડાનો સામાન, તરવારનાં મ્યાન સારાં બને છે.

કોડીનાર—કચકડાનો સામાન, ને લુહારકામ સારૂં થાયછે.

દીવ—કચકડાનો સામાન થાય છે.

અમરેલી—સોના રૂપાની કારીગરી, સુતરાઉ કાપડ ને જીન તથા ગીલિટ ચઢાવવા માટે.

રાધનપુર—રાધનપુર સંસ્થાનની રાજધાની, એમાં તથા વરાઇમાં રૂ પાકે છે ને તે મુંબાઇ જાય છે.

અમનગર—જૂદી જૂદી જાતના પથરાની ખાણો છે.

પેથાપુર—બાંધણી, સાડીઓ, અને બંદુકને માટે.

દેવગઢ-છોટાઉદેપુર-રાજપીપળા—ના ડુંગરમાંથી ઇમારતી લાકડું પરદેશ ચડે છે. ત્યાંના ડુંગરામાં ચારોળી, ધોળી-કાળી મૂશળી, નેપાળો, કરીઆતુ, વીગેરે ચીજો થાય છે.

લુણાવાડા—સુતાર કારીગરીને માટે.

વીરપુર } મુસલમાન લોકોના પીરની મોટી જગાઓ
ગરાઆકોટ } છે ત્યાં દેશાવરના લોક આવે છે.

**વાંસદા**—ખજૂર, નાગલી, અને સીસમને માટે.

**ધરમપુર**—સાદડી, ઈંટો, નળીયાં, સૂતરેલ પાટીને માટે.

**અમદાવાદ**—કીનખાબ, મશરૂ, ધોતીજોટા, રેજા, સાટીન વગેરે રેશમી તથા સૂતરેલ કાપડ ઘણું થાય છે. ગૂજરાત ટ્રેનિંગકોલેજ, હાઇસ્કુલ, ફીમેલટ્રેનિંગકોલેજ, મેડીકલ સ્કુલ, ઉદ્યોગશાળા વીગેરે નિશાળોછે. છાપખાનાં, સાંચા, સ્વામિનારાયણનું મંદીર, ભદ્રનો કીલ્લો, શાહીબાગ, કાકરીયુ તળાવ, દાદાહરિનીવાવ, વટવાનો રોજો, જુમામસીદ વગેરે સ્થળો જોવા લાયક છે.

**સરખેજ**—મુસલમાની રોજાઓ તથા તળાવ જોવાલાયક છે.

**વીરમગામ**—દરજીની કારીગરી માટે. મુનસર ને ગંગાસર તળાવ જોવા લાયક છે. શેકેલી સોપારી તથા છીંકણી વખાણાય છે.

**ધોળેરા**—રૂનું મોટું બંદર છે. પાટડીમાં મીઠું પાકે છે.

**વૌઠા**—સાબરમતિને વાત્રકના સંગમ ઉપર છે ત્યાં કારતકી પુનમ ઉપર મોટો મેળો ભરાય છે.

**ભાવનગર**—એ કાઠિયાવાડમાં મોટું રાજ્ય છે, મોટું બંદર છે. ખાંડની સાકર બને છે. ખાવાના કાપડા, બદામી રોટલો અને શેવગાંઠિયા તથા વાસણો સારાં બનેછે.

**મેમદાવાદ**—ભમરીઓ કૂવો. રેજા અને બાસ્તા માટે.

**કપડવણજ**—કાચ અને સાબુ બનાવવાના મોટાં કારખાનાંછે.

**ભરૂચ**—સૂતરાઉ કાપડ તથા ગુંદરપાક બને છે.

**સૂરત**—બરફી, પાપડી ને જમણ માટે.

**ગોધરા**—તેલ કાઢવાનો સાંચો છે. ત્યાંથી ઇમારતી લાકડું પરદેશ જાય છે.

**દાહોદ**—ગૂજરાત ને માળવાની સરહદ ઉપર, ત્યાં સિંધિયા સરકારનો બંધાવેલો કિલ્લો જોવા લાયક છે. ભોંયસિંગ ઘણી થાયછે.

**ચાંપાનેર**—જુનું શહેર છે. જુમામસીદ જોવા લાયક છે. ત્યાંથી પાવાગઢ ઉપર ચઢાય છે. ત્યાં કાળકા માતાનું દેવળ તથા ખાપરા ઝવેરીનો મહેલ છે.

**ખંભાત**—અકીકના પથરા, મીઠું, અફીણ, તથા સૂત્રફેણીને માટે.

**વડોદરા**—ગાયકવાડની રાજધાની છે. પાઘડીઓ, સૂતરાઉ અને રેશમી કાપડ વણાય છે. મોતીબાગ, નજરબાગ, સાર્વજનિકબાગ, નવી હાઇસ્કૂલ, ટ્રેનિંગસ્કૂલ, ફીમેલટ્રેનિંગસ્કૂલ, રાજ્યમહેલ વગેરે જોવા લાયક જગો છે. સ્વદેશ હિતવર્ધક અને જ્ઞાન વર્ધક નામની સભાઓ છે. પરવળ, અને નાગરવેલના પાન. ઘણાં થાય છે.

**સંખેડા**—પથ્થરની ઘંટીઓ, ને છતરપલંગ સારા થાય છે.

**ડભોઇ**—તાંબા-પીતળનાં વાસણ, પાઘડીઓને માટે.

**સોજીત્રા**—સુંદરપાક;લુહાર, સુતાર અને ડબગરના કામ માટે.

**પાદરા**—ખાધી, લાલ ખારવાં ને અલાયચો બને છે.

**નવસારી**—પારસી લોકની વસ્તી ઘણી છે. ત્યાં કેળાં, અનનાસ, દ્રાક્ષ, ફણસ થાયછે. [ આદુ, હળદર વગેરે થાય છે. ]

**ગણદેવી**—સૌથી સરસ ગોળ, કેળાં, અનનાસ, શેરડી, ફણસ.

**બીલીમોરા**—હાથીદાંતની કારીગરી ભરેલી સુખડની પેટીઓ બને છે.

**પાટણ**—વનરાજ ચાવડાની મૂર્તિ છે, માટીનાં વાસણ, સૂડીઓ, પીતળનાં વાસણ, તોપો, તરવાર વગેરે હથિયાર, કંકુના ગણા ને પટોળાં સારાં બને છે. રાણીની વાવ જોવા જેવી છે, માટીના બેટંવા સારા થાય છે. ત્યાં ઘણાં પુરાતની જૈન પુસ્તકોના ભંડાર છે.

**સિદ્ધપુર**—રૂદ્રમાળો તથા મગદળના લાડુ સારા બને છે. હિંદુ લોકો ત્યાં માતૃશ્રાધ કરે છે.

**વીસનગર**—તાંબા પીતળનાં વાસણ માટે.

**આંતરસુબા**—છરા, લોઢીઓ, વગેરે લુહારકામને માટે.

**મુંબાઇ**—પૃથ્વી ઉપર મોટું બંદર છે. મુંબાઈ ઇલાકાનો ગવરનર ત્યાં રહે છે, વિક્ટોરીઆગાર્ડન, વીહાર તળાવ, કુલાબાની દીવાદાંડી, દરીયામેહેલ, ટંકશાળ, નવી ગોદી, ક્રાફર્ડમારકીટ, હાઈકોર્ટ, તોપખાનું, બોરીબંદરનું સ્ટેશન, તથા બીજાં મકાનો જોવા જોગ છે.

**પુના**—મુલામુઠા નદી ઉપર છે, પાનની પેદાશ ઘણી છે. લોકો ઉદ્યોગી, વિદ્વાન ને સ્વતંત્ર વિચારના છે, સાર્વજનિક નામે મોટી સભા છે. કોલેજો વગેરે જોવા લાયકછે. વાસણપર ચિત્ર સારૂ થાયછે.

**નાશિક ત્રિંબક**—પીતળના લોટા સારા બને છે, ને જાત્રાનું સ્થળ છે. પેંઠ—પાઘડીઓ માટે. યેંવલે—પિતાંબર સારાં થાય છે.

**સાવંતવાડી**—લાકડીઓ, રંગીન સામાન, ગંજીફા બને છે. સોપારી, નાળિએરી, ને હરડેનાં ઝાડ છે.

**અહમદનગર**—સીના નદી ઉપર છે. પ્રખ્યાત ચાંદબીબીની રાજધાની હતી.

**સોલાપુર**—ધોતીજોટા, તથા દક્ષણી સાડીઓ સારી બનેછે.

**પંઢરપુર**—વિઠ્ઠલનાથજીના મદીરનું ધામ છે.

**જત**—સુરોખાર ને લોઢું જડે છે ધાતુ ગાળવાની કુલીઓની માટી સારી નીકળે છે.

**કોલંબા**—સોપારી ને નાળિએરીનાં ઝાડ છે. દીવાદાંડીને માટે.

**મીરજ**—સારંગી, તંબુરા, વાજીંત્રો સારાં બને છે. સેરડી થાયછે.

**ઉત્તરકાનડા**—નાળિએરી, સોપારી, મરી, ને એલચી થાયછે.

# સારાં અને સસ્તાં પુસ્તકો.

| | કિંમત. | પોસ્ટેજ. |
| --- | --- | --- |
| મુંબાઈ ઇલાકાની ભૂગોળનું સામાન્ય જ્ઞાન. | ૧—૦—૦ | ૦—૦—૬ |
| હિંદુસ્થાનની ભૂગોળનું સામાન્ય જ્ઞાન. | ૧—૦—૦ | ૦—૦—૬ |
| શાળોપયોગી દેશીનામું. | ૦—૪—૦ | ૦—૦—૬ |
| બ્રહત્ દેશીનામું. | ૦—૧૦—૦ | ૦—૧—૦ |
| પત્ર પોથી. (લેખાવળી.) | ૦—૧—૩ | ૦—૦—૬ |

આ પુસ્તકો વિષે તમામ વિદ્વાનોનો ઉંચોમત પડેલોછે. સાત નકલે એક નકલ ભેટ અને પોસ્ટેજ માફ છે. કમિશન-પાંચ રૂ. સુધી ખરીદનારને શેંકડે સાડાબાર ટકા, પંદર સુધી ખરીદનારને પંદર ટકા, ત્રીસ સુધી ખરીદનારને અઢાર ટકા, અને તે ઉપરાંત ખરીદનારને વીસથી પચીસ ટકા, કમિશન આપવામાં આવશે. કમિશન ખાનારને પોસ્ટેજ આપવામાં નહીં આવે. મળવાનાં સ્થળો. મુંબાઇ-જહાંગીરજી બેજનજી કરાંણી; સુરત-મંચેરજી જમસેદજી પોસ્ટ વાળા; અમદાવાદ—ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટી; વડોદરામાં-અમે પોતે, અને ઠકર. રણછોડ મોતીરાંમ. નોટપેટ પત્ર લેવામાં નહીં આવે. ટીકીટ અથવા કાર્ડ મોકલ્યું હશે તોજ જવાબ આપવામાં આવશે. વેલ્યુપેબલથી અથવા અગાઉથી નાણું મોકલી પુસ્તક મંગાવવાં. સઘળી વાતે પોસ્ટનું જોખમ મંગાવનારને શીરછે, માટે વેલ્યુપેબલ પારસલથી મંગાવનારને વાંધો નહીં પડે.

છગનલાલ લલુભાઇશાહ.

દેશીનામાવાળા—વડોદરા.